# માતા-પિતા
# અને
# સંતાનોના
# હક્કો અને જવાબદારીઓ

• લેખક •
મૌલાના મુહમ્મદ યૂસુફ ઈસ્લાહી

• અનુવાદ •
એમ. એમ. અન્સારી (વફા જૌનપુરી)
• પુનરવલોકન •
મુહમ્મદ જમાલ પટીવાલા

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થા છે, જે સૃષ્ટિના સર્જનહાર તરફથી પ્રદાન કરવામાં આવેલ છે, જે માનવોની પ્રકૃતિનો પણ પેદા કરવાવાળો છે. અને સ્પષ્ટ છે કે જેણે સ્વયં પ્રકૃતિ બનાવી હોય, તેનાથી શ્રેષ્ઠ વ્યવસ્થા કોણ આપી શકે; કેમ કે તેનાથી વધારે સારી રીતે કોઈ બીજું જાણી જ શકતું નથી કે આ બનાવવામાં આવેલ મશીનરી ચાલશે કેવી રીતે !

આ જીવન વ્યવસ્થાનો એક મહત્ત્વનો ભાગ પારિવારિક વ્યવસ્થા છે. પારિવારિક વ્યવસ્થા વાસ્તવમાં હક્કો અને ફરજોનું બીજું નામ છે. જે વસ્તુ કોઈ એકનો હક્ક છે, એ જ બીજાની ફરજ અને જવાબદારી છે. વ્યક્તિઓના સમૂહનું નામ કુટુંબ છે અને આ કુટુંબના બે મુખ્ય સભ્યો છે માતા-પિતા અને સંતાન.

ઈસ્લામે માતા-પિતાના કેટલાક હક્કો અને જવાબદારીઓ નિર્ધારિત કરેલ છે, તો કેટલાક હક્કો અને ફરજો સંતાનોની નક્કી કરેલ છે. આ બંને ઘટકો કુટુંબના એવા મહત્ત્વના સ્તંભો છે કે જો આ બંનેના મામલાઓ વ્યવસ્થિત હોય તેમજ હક્કો અને જવાબદારીઓનું સંતુલન બરાબર હોય, તો પછી સભ્ય અને ન્યાયી સમાજનું નિર્માણ નિશ્ચિત છે, અને જો આ બંને પાયાના ઘટકો પોતાના મામલાઓમાં બરાબર ન હોય, તો આખું કુટુંબ અને તેનાથી પણ વધારે આખો સમાજ એક યાતના બની જશે અને સમાજ વેર-વિખેર થઈ જશે. તેથી એ વાતની તાતી જરૂરત છે કે લોકોમાં માતા-પિતા અને સંતાનોના હક્કો અને જવાબદારીઓની સાચી સમજ ઊભી થાય અને તેને અદા કરવાનો ભરપૂર પ્રયત્ન કરવામાં આવે.

મૌલાના મુહમ્મદ યૂસુફ ઈસ્લાહીની પ્રસ્તુત પુસ્તિકા આ વિષય ઉપર તદન સંપૂર્ણ, તાર્કિક અને વ્યવહારૂ હોવાની સાથે હૃદયને પણ એ તરફ આકર્ષે છે કે આપણે સાચા માર્ગે ચાલવા પ્રતિબદ્ધ થઈ જઈએ. આ લેખ જ્યાં એક તરફ દીની આદેશોનો સ્પષ્ટ નિર્દેશ કરે છે, ત્યાં જ બીજી તરફ અમલ કરવા માટે પણ પ્રેરિત કરે છે.

અલ્લાહતઆલા આદરણીય લેખક મૌલાનાને સ્વસ્થ અને તંદુરસ્ત રાખે કે અલ્લાહે તેમની વાણી અને કલમમાં એ પ્રભાવ મૂક્યો છે કે જે હૃદયોને પલટાવી નાખે છે. અલ્લાહતઆલા આ તમામ પ્રયાસોને કબૂલ કરે, આમીન.

**શકીલઅહમદ રાજપૂત**
પ્રમુખ, ઈસ્લામી સાહિત્ય પ્રકાશન

# માતા-પિતાના અને સંતાનોના હક્કો અને તેમની જવાબદારીઓ

અલ્લાહના સર્જનના નિયમાનુસાર, જ્યારે મનુષ્ય બાળકના રૂપમાં આ દુનિયામાં જન્મ લે છે, તો સૌપ્રથમ જે બે હસ્તીઓ સાથે તેનો સંબંધ સ્થાપિત થાય છે, તે તેના માતા-પિતાં જ હોય છે. આ બંને નવજાત શિશુ માટે અત્યંત મહેરબાન, દયાળુ તથા તેના ઉપર દિલોજાનથી ન્યોછાવર થઈ જાય છે. આ બંને નવાગંતુક બાળકના દુન્યવી અસ્તિત્વનું કારણ હોય છે અને બાળક આ બંનેના પ્રેમ અને મહેરબાનીઓનું કેન્દ્ર હોય છે. તેના જન્મ ઉપર આ બંને એટલા ખુશ થાય છે કે જાણે, તેમને બંને લોક (દુનિયા અને આખિરત)ની દોલત મળી ગઈ હોય ! બાળક તેમના માટે અલ્લાહની એવી અનુપમ અને પ્રિય ભેટ હોય છે કે તેનું જીવન તેમને પોતાના જીવનથી પણ વધારે વ્હાલું હોય છે. આ નાનકડાં, વિવશ અસ્તિત્વને પાળવા અને તેના ઉછેરમાં તેઓ જાન-માલ, આરામ અને રાહત, સ્વાસ્થ્ય અને શક્તિઓ તથા સુખચેન બધું જ કુરબાન કરી દે છે. બાળકને તંદુરસ્ત, સશક્ત અને જોમ-જુસ્સાવાળો, હસતો-રમતો-કૂદતો અને બાળકો જેવા ખેલ કરતો જોઈને તેમનું દરેક દુઃખ દૂર થઈ જાય છે. દિલના ઊંડાણથી તેઓ અલ્લાહનો આભાર માને છે અને દિલ લગાવીને તેનાથી દુઆઓ કરે છે કે આ આમ જ રમતો, હસતો અને જીવનની વસંતો જોતો રહે. અલ્લાહ ન કરે, તેને સહેજ પણ તકલીફ કે બીમારી થઈ જાય, તો તેમના રાત-દિવસનું ચેન ઊઠી જાય છે. આ નાનકડું, લાચાર બાળક તેમનાં પ્રેમ, ઉપહારો અને બલિદાનોનું કેન્દ્રબિંદુ હોય છે. આ નાનકડા વજૂદને ઉછેરવા માટે તેઓ પોતાનું બધું જ ન્યોછાવર કરવા માટે ખુશી-ખુશી તૈયાર હોય છે અને તેના સુખી જીવન માટે અલ્લાહથી આજીજીપૂર્વક દુઆઓ પણ કરતા રહે છે.

## ઈસ્લામી પરિવારમાં બાળકનો જન્મ

સદ્ભાગ્યે, જ્યારે કોઈ બાળક મુસ્લિમ પરિવારમાં જન્મે છે, ત્યારે મુસ્લિમ

માતા-પિતા તેના કાનમાં ઇરાદાપૂર્વક જે પહેલો અવાજ પહોંચાડે છે, તે છે 'અલ્લાહ અકબર'; અર્થાત્ અલ્લાહની પ્રતિષ્ઠા, તેની મહાનતા અને તૌહીદ (એકેશ્વરવાદ)ની પોકાર. માતા-પિતાને આ નવજાત શિશુના સાફસુથરા, શુદ્ધ અને નિર્મળ મન ઉપર જે પહેલી છાપને અંકિત કરવાની ચિંતા થાય છે તે એ છે કે સૌથી મોટો હક્ક અલ્લાહનો છે; એટલા માટે કે એ જ સર્જનહાર અને માલિક છે, બંદગી કરવાને લાયક એક માત્ર એ જ છે. શરીઅતનો આદેશ એ છે કે બાળક જન્મતાંની સાથે જ જેટલું જલ્દી કરી શકાય તે રીતે તેના જમણા કાનમાં અઝાન આપવામાં આવે. અઝાન વાસ્તવમાં અલ્લાહની તૌહીદ, તેની મહાનતા તેમજ એક માત્ર એની જ ઈબાદત તથા હઝરત મુહમ્મદ ﷺ ની નુબૂવ્વત અને રિસાલતનો એકરાર અને શહાદત (સાક્ષી) છે.

જમણા કાનમાં અઝાનનો અવાજ પહોંચાડ્યા પછી તરત જ ડાબા કાનમાં ઇકામત[1] કહેવામાં આવે છે. ઇકામત કહેવાનો અર્થ વાસ્તવમાં એ એલાન છે કે નમાઝ ઊભી થવાની તૈયારી છે, તેથી આ સમય દરેક બાજુએથી બેપરવા થઈને પૂર્ણ એકાગ્રતાથી અલ્લાહ તરફ રુખ કરી લેવાનો છે. આ સમય એ નમાઝ સુધીનો છે, જે (હજુ ઊભી નથી થઈ, પણ) તેના ઊભા થવાના સમાચાર અત્યારે જ આપી દેવામાં આવ્યા છે (અને તે નમાઝ વખતે ઇકામત નહીં થાય). આ ઇકામત વિનાની નમાઝ નવજાત શિશુની નમાઝે જનાઝા[2] હશે (જ્યારે તે મૃત્યુ પામશે.) 'ઇકામત' અને 'નમાઝે જનાઝા' વચ્ચેનો સમય ખરેખર તો જીવનની મહેતલ છે, જેને એમ કહી શકાય કે આ 'પ્રતીક્ષા માટેનો વિરામ' છે. આ (પ્રતીક્ષા માટેનો) વિરામ જ ખરેખર માનવીના જીવનની કુલ મુદ્દત છે અને તેને એવી જ રીતે વિતાવવી જોઈએ, જે રીતે ઇકામત અને નમાઝ વચ્ચેના વિરામમાં માણસ અલ્લાહની તરફ પૂર્ણ એકાગ્રતાથી રુખ કરીને વિતાવે છે અને એ દુઆ પઢતાં જબાનથી પણ તેનો એકરાર અને એલાન કરે છે :

إِنِّي وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِي فَطَرَ السَّمَٰوَٰتِ وَالْأَرْضَ حَنِيفًا
وَمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ ﴿٧٩﴾

''મેં મારું રુખ પૂર્ણ એકાગ્રતાની સાથે એ હસ્તી તરફ કરી લીધું છે,

૧. 'ઇકામત' એટલે નમાઝ શરૂ થતાં પહેલાં ધીમા અવાજે બોલાતી અઝાન. આ અઝાન નમાઝ માટે મસ્જિદમાં આવેલ લોકોને નમાઝ પઢવા પંક્તિબદ્ધ થવા બોલવામાં આવે છે. આમાં અઝાનના શબ્દો ઉપરાંત "કદક મતિસ્સલાહ" "હય્ય અલસ્-સલાહ" (નમાઝ ઊભી થઈ ગઈ)ના શબ્દો પણ બોલવામાં આવે છે.

૨. નમાઝે જનાઝા, અર્થાત્ વ્યક્તિના મૃત્યુ પછી પઢવામાં આવતી નમાઝ, જેમાં મૃત વ્યક્તિ માટે ગુનાઓથી માફીની દુઆ કરવામાં આવે છે.

જેણે આકાશો અને ધરતીને પેદા કર્યા છે અને હું હરગિજ મુશ્રિકોમાંથી નથી." (સૂરઃ અન્આમ : ૭૯)

જીવન અને જન્મથી મૃત્યુ સુધીનો આ તબક્કો ખરેખર છે શું ? અઝાન, ઈકામત અને નમાઝે જનાઝા; આ ત્રણેય રોજિંદી વાતો છે અને આ જ જીવનનો સાર છે. મતલબ એ છે કે ઈકામત પછી નમાઝના ઇંતેજારમાં માણસ જે ખ્યાલ, મનોદશા અને કલ્પનામાં હોય છે; જીવનનો સમય એ જ ખ્યાલ, મનોદશા અને સભાનાવસ્થાની સાથે પસાર થાય તથા જીવનની બધી જવાબદારીઓ સારી રીતે પૂરી કરતાં એકાગ્રતા પૂર્ણરૂપે કેવળ અલ્લાહ તરફ હોય.

## ઈસ્લામી પરિવારમાં બાળકનું ઉત્થાન

ઈસ્લામી ઘરમાં બાળકનું ઉત્થાન અને પાલન-પોષણની આ જ પ્રાકૃતિક, સ્વભાવિક અને શરઈ (ધાર્મિક) કાર્ય-પદ્ધતિ છે. જન્મતાં જ બાળકને સૃષ્ટિની અનંત સચ્ચાઈઓ, અટળ તથ્યો અને ઉચ્ચ માનવીય મૂલ્યોથી માહિતગાર કરાવવા અને અપનાવવાની વિવેકપૂર્ણ કાર્યવાહી શરૂ થઈ જાય છે. ઈસ્લામ એક પ્રાકૃતિક અને વ્યવહારૂ દીન (ધર્મ, જીવન-વ્યવસ્થા) છે અને આ જ વ્યવહારૂ દીનનો સ્રોત વહીએ-ઈલાહી (ઈશવાણી) છે, જે ઈલ્મુલ યકીન (વિશ્વસનીય જ્ઞાન)નું એક માત્ર માધ્યમ છે, તેથી માનવીની પ્રકૃતિ અને બુદ્ધિ એક પળ માટે પણ આ શિક્ષાઓથી અપરિચિતતા અનુભવતી નથી.

## ઈસ્લામી પરિવારનો સૌપ્રથમ પાઠ - અલ્લાહની ઈબાદત

નિઃશંક, અલ્લાહ જ મનુષ્યોનો સર્જનહાર છે. સર્જનમાં સહેજ પણ કોઈ બીજાની દખલ નથી. એ જ સર્જનહારની મહેરબાની છે કે તેણે માણસને સુંદર અને અનુપમ અસ્તિત્વ, જુદી-જુદી યોગ્યતાઓ અને અસાધારણ શક્તિઓ પ્રદાન કરીને 'અશ્રફુલ મખ્લૂકાત (સર્જનોમાં શ્રેષ્ઠ) બનાવ્યો. સર્જનહાર પણ એક માત્ર એ જ છે અને માલિક પણ એ જ છે. તેનો એ અંતિમ ફેંસલો છે અને તદ્દન યોગ્ય ફેંસલો છે કે માનવી એક માત્ર તેની જ ઈબાદત કરે, તેના સિવાય અન્ય કોઈની ઈબાદત ન કરે.

એ પણ એક હકીકત અને સચ્ચાઈ છે કે માનવીના ભૌતિક (શારીરિક) અસ્તિત્વનું કારણ તેના માતા-પિતા છે અને એ જ બે અત્યંત કરુણામય અને કૃપાળુ તથા ખૂબ જ આદરણીય હસ્તીઓ તેના પાલન-પોષણમાં અને દેખભાળમાં રાત-

દિવસ પોતાની શારીરિક અને માનસિક શક્તિઓ લગાવતી રહે છે. અનેક તકલીફો ઉઠાવીને અને પોતાની માલમતા કુરબાન કરીને આ નાનકડાં વજૂદને મોટો કરતી રહે છે. તેમની જ દયા અને પ્રેમની છત્રછાયામાં બાળક યુવાનીની વસંતો જૂએ છે. ક્ષણિક જીવનની દોડમાં સામેલ થાય છે. અનેક ક્ષેત્રો સર કરવાનો નિર્ધાર લઈને અમલના મેદાનમાં ઊતરે છે અને આ દુનિયાની ઝાકઝમાળમાં વધારો કરવાને કાબેલ થાય છે. તેથી જ અલ્લાહનો ફેંસલો તદ્દન યોગ્ય છે કે અલ્લાહ પછી માનવી ઉપર સૌથી મોટો હક્ક તેના માતા-પિતાનો છે અને અલ્લાહ પછી માતા-પિતાનો હક્ક છે કે માનવી તેના સાથે સદ્‌વ્યવહાર કરે.

## અલ્લાહ પછી સૌથી મોટો હક્ક માતા-પિતાનો છે

અલ્લાહની તૌહીદ અને મહાનતા તેમજ તેની ઈબાદત પછી માતા-પિતાની સાથે સદ્‌વ્યવહાર, તેમનો ઊંડો આદર અને કાળજી તથા તેમના સામે વિનમ્રતા અને આજ્ઞાપાલનની સ્પષ્ટ શિક્ષા અને સમજ પવિત્ર કુર્આને એટલી અસરકારક, ભાવનાશીલ અને હૃદયંગમ શૈલીમાં આપી છે કે માણસની નિર્મળ બુદ્ધિ, જો વિકૃત ન થઈ ગઈ હોય, તો તે આ શિક્ષાને પોતાના હૃદયની પોકાર અને આત્માની માંગ સમજે છે, અને તે પોતાના અંતરાત્માની પ્રેરણાથી એવું જ કંઈક કરવા ચાહે છે, જેનો કુર્આન તેને આદેશ આપે છે. અલ્લાહ ફરમાવે છે :

وَقَضٰى رَبُّكَ اَلَّا تَعْبُدُوْٓا اِلَّآ اِيَّاهُ وَبِالْوَالِدَيْنِ اِحْسَانًا ۭ

"અને તમાર રબનો અંતિમ ફેંસલો છે કે તમે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરો અને માતા-પિતાની સાથે સદ્‌વર્તન કરતા રહો."

(સૂરઃ બની ઈસારઈલ : ૨૩)

આયતના આ ભાગમાં અસામાન્ય મહત્ત્વની સાથે સ્પષ્ટ રૂપે બે વાતો તરફ અત્યંત ભારપૂર્વક ધ્યાન દોરવામાં આવેલ છે.

૧. માણસ ઉપર સૌથી મોટો હક્ક અલ્લાહનો છે અને તેનો હક્ક એ છે કે બંદગી કેવળ તેની જ કરવામાં આવે. તેના સિવાય અન્ય કોઈની બંદગી કરવામાં ન આવે.

૨. ત્યારબાદ એ જ અટળ અને અંતિમ નિર્ણય રૂપે એ વાત દર્શાવવામાં આવી છે

કે અલ્લાહ પછી સૌથી મોટો હક્ક માતા-પિતાનો છે. તેમનો હક્ક એ છે કે તેમની સાથે સારું વર્તન કરવામાં આવે, અને ઉત્તમ વ્યવહારના તેઓ અધિકારી છે, એવા વ્યવહારનો અન્ય કોઈ અધિકારી નથી. આ હક્ક અને કુર્આનના રહસ્યોને જાણનાર હુઝૂર અકરમ હઝરત મુહમ્મદ ﷺ એ જે નિર્ણાયક શૈલીમાં વર્ણન કર્યું છે, એ એક પયગંબરની જ શૈલી હોઈ શકે છે.

## માતાપિતાનો હક્ક હુઝૂર અકરમ ﷺ ના શબ્દોમાં

عن ابی امامة ان رجلاً قال یا رسول اللّٰہ ماحق الوالدین علیٰ ولدھما قال ھما جنتک ونارک.

''હઝરત અબૂ ઉમામા રદિ. કહે છે કે એક વ્યક્તિએ નબી કરીમ ﷺ ને પૂછ્યું કે, હે અલ્લાહના રસૂલ ﷺ ! પોતાના બાળકો ઉપર પિતા અને માતા બંનેનો હક્ક શું છે ? હુઝૂર અકરમ ﷺ એ ફરમાવ્યું : આ બંને, માતા અને પિતા જ તમારા માટે જન્નત પણ છે અને જહન્નમ પણ.''

(ઇબ્ને માજહ, મિશ્કાત)

આનો અર્થ એ છે કે માતા-પિતાના જે હક્કો કુર્આન અને હદીસમાં બતાવવામાં આવેલ છે, તેમને અદા કરીને જ તમે જન્નતના અધિકારી બની શકો છો અને તેમના હક્કોની અવગણના કરીને તમે અલ્લાહને રાજી નથી કરી શકતા. અલ્લાહની ખુશીનો બદલો જન્નત છે અને તેના પ્રકોપ અને ગુસ્સાનું પરિણામ દોઝખ છે.

## માતાપિતાનું ઘડપણ અને સંતાનોનો વ્યવહાર

إِمَّا يَبْلُغَنَّ عِندَكَ الْكِبَرَ أَحَدُهُمَا أَوْ كِلَاهُمَا فَلَا تَقُل لَّهُمَا أُفٍّ وَلَا تَنْهَرْهُمَا وَقُل لَّهُمَا قَوْلًا كَرِيمًا ۝ وَاخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ وَقُل رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيَانِي صَغِيرًا ۝

''જો આ બંનેમાંથી કોઈ એક અથવા બંને તમારા સામે વૃદ્ધત્વની ઉંમરે પહોંચી જાય, તો તેમને ઊંહકારો સુદ્ધા ન કહો અને ન તો તેમને ધુત્કારીને જવાબ આપો, બલ્કે તેમના સાથે આદરપૂર્વક વાત કરો અને

નમ્રતા અને મહરેબાની સાથે તેમના સામે નમીને રહો અને તેમના માટે દુઆઓ કરતા રહો કે હે પાલનહાર ! આ બંને ઉપર દયા કર (આ લાચારી અને ઘડપણના જીવનમાં), જે રીતે બાળપણના જીવનમાં તેમણે મમતા અને સ્નેહપૂર્વક મને ઉછેર્યો હતો."

(સૂરઃ બની ઇસરાઈલ : ૨૩-૨૪)

માતા-પિતાની મમતા, વ્હાલ અને સ્નેહની છાયામાં બાળક જયારે પુખ્તતાની વયે પહોંચે છે, પારિવારિક અને સામાજિક જવાબદારીઓ ઉઠાવવાને લાયક બને છે અને જીવનના એક-પછી-એક તકાદાઓ પૂરા કરવામાં લાગી જાય છે, તો માતા-પિતાના જીવનની સંધ્યાનો આરંભ થાય છે, ઇરાદાઓ કમજોર પડવા લાગે છે, શક્તિઓ ક્ષીણ થવા લાગે છે, કંઈ કરવાની હામ નથી રહેતી, અંગો જવાબ આપવા લાગે છે, ઘડપણ ખરાબ રીતે છવાવા લાગે છે. ખૂબ જ લાચારી, મજબૂરી અને શીખ લેવા જેવું તેમનું જીવન હોય છે. માતા-પિતાના જીવનનો આ જ અંતિમ તબક્કો હોય છે અને સંતાનોની પરીક્ષાનો પણ તબક્કો, અને આ જ તબક્કો સંતાનો માટે એ રીતે ખૂબ કીમતી તબક્કો હોય છે કે તેઓ પોતાની આખિરત બનાવી લે અને જન્નતુલ-ફિરદૌસને પાત્ર બને.

માતા-પિતા આ તબક્કામાં વંચિતતા, કંઈ કરવાની શક્તિના અભાવ અને ઉદાસીનતાનો ભોગ બનીને ધારણા વિરુદ્ધ કેટલીક નકામી અને અસહ્ય હરકતો કરવા લાગે છે, દિવસે-દિવસે વધતી જતી નબળાઈના કારણે સ્વભાવમાં ચીડિયાપણું આવી જાય છે, નાની-નાની વાતને મન ઉપર લેવા લાગે છે અને એવું વિચારવા લાગે છે કે વ્યવહારૂ જીવનના નિર્ણયોમાં મારી અવગણના કરવામાં આવી રહી છે. તેથી તે પોતાના મહત્ત્વનો અહેસાસ અપાવવા માટે પણ ક્યારેક એવી માગણીઓ અને ઇચ્છાઓની પૂર્તિ માટે હઠાગ્રહ કરે છે, જે સંતાનો માટે અણગમાનું કારણ બને છે. ક્યારેક તે પોતે કંઈ કરી શકતા નથી એવી લાગણી અને વંચિતતાના અહેસાસથી પરેશાન થઈને અકારણ પોતાની વાત ઉપર મિથ્યા આગ્રહ કરતાં-કરતાં જિદ્દનું પ્રદર્શન કરવા લાગે છે. આવા પ્રસંગે કુર્આને સંતાનોને એ નિર્દેશ કર્યો છે કે આ પરિસ્થિતિમાં પણ પોતાના ઉપર કાબૂ રાખો અને ઊફ સુદ્ધા જબાનથી ન કહો અને કંટાળીને એવો લહેજો હરગિજ ન અપનાવો, જેનાથી ધુત્કારવાનો ઢંગ લાગતો હોય, બલ્કે તેના વિપરીત આજીજી, નમ્રતા અને સંતાનો જેવા શિષ્ટાચારની સાથે તેમના સામે નમીને રહો અને જયારે પણ તેમના સાથે વાત કરો તો તેમના ઉચ્ચ દરજ્જા, તેમનાં વડપણ તેમજ તેમના આદર, માન-સન્માનને હંમેશા નજર સામે રાખીને આજ્ઞાંકિતતાનું પ્રદર્શન

કરો. ક્યારેય ન ભૂલો કે તેઓ તમારા બુઝૂર્ગ અને આદરણીય માતા-પિતા છે અને તમે તેમનાં સંતાનો છો, જેમને ખૂબ જ પ્રેમ અને સ્નેહથી પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરીને અને પોતાની યુવાનીની શક્તિઓ ઓગાળીને તમારૂં પાલન પોષણ કર્યું છે.

સંતાનો દ્વારા શિષ્ટાચાર બજાવી લાવવાની સાથે-સાથે પરવરદિગારના દરબારમાં તેમના માટે હૃદયના ઊંડાણથી દુઆઓ પણ કરો કે, હે માલિક ! એક સમય એ હતો કે હું ખૂબ જ નાનો હતો, ન તો હું કંઈ બોલી શકતો હતો અને ન કંઈ કરી શકતો હતો. એ અસહાયતા અને મજબૂરીની સ્થિતિમાં તેમણે મારા ઉપર ખૂબ દયા દાખવી, મારા ઉપર પોતાના પ્રેમનો ધોધ વહાવી દીધો, મારા માટે તેમણે પોતાના આરામ અને ચેન તથા પોતાની તકલીફો અને પરેશાનીઓની સહેજ પણ પરવા ન કરી. હે માલિક ! આજે તેઓ એ જ પ્રમાણે ઘડપણમાં લાચારી અને અસહાયતાનો અનુભવ કરી રહ્યા છે, તેમણે બાળપણમાં મારા ઉપર કરુણા વરસાવી હતી. હે પાલનહાર ! ઘડપણની આ વિવશતામાં તું તેમના ઉપર દયા કર અને તેમની વૃદ્ધત્વની તકલીફોને તેમના માટે આસાન કરી દે.

કુર્આન, સંતાનોને એ વાત તરફ ધ્યાન આપવાનો નિર્દેશ કરે છે કે ઘડપણમાં જો માતા-પિતાની સેવાચાકરી અને તેમના સાથે સદ્વ્યવહારનો અવસર મળે, તો તેને તેઓ પોતાની આખિરત સમૃદ્ધ કરવાની સોનેરી તક સમજે; અને હંમેશા પોતાની સહનશક્તિને સાવધાન રાખે કે કોઈપણ ક્ષણે કોઈ એવી વાત કે કૃત્ય ન થઈ જાય, જે તેમના ઉચ્ચ દરજ્જા અને સંતાનોના શિષ્ટાચાર વિરુદ્ધ હોય.

## ઘડપણમાં માતાપિતાની ચાકરી જન્નત-પ્રાપ્તિનું સાધન

કુર્આનની આયતોના મૂળ અને મર્મ સુધી પહોંચનાર રસૂલુલ્લાહ ﷺ એ આ આયતની સ્પષ્ટતા પોતાના શબ્દોમાં આ પ્રમાણે કરી છે અને પ્રેરણાની ખૂબ જ અસરકારક શૈલી અપનાવી છે.

عن ابی هريرة عن النبی صلی الله عليه و سلم قال رغم انفه ثم رغم انفه ثم رغم انفه قيل : من يا رسول الله قال : من ادرک والديه عندالكبر او احدهما ثم لم يدخل الجنة.

"હઝરત અબૂ હુરૈરહ રદિ.નું કથન છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું

: તે વ્યક્તિ અપમાનિત થાય, તે અપમાનિત થાય, તે અપમાનિત થાય ! સહાબાએ કિરામ રદિ.એ પૂછ્યું : હે અલ્લાહના રસૂલ ﷺ ! કોણ (અપમાનિત થાય) ? ફરમાવ્યું : એ વ્યક્તિ, જે પોતાના માતા-પિતામાંથી કોઈ એકને અથવા બંનેને ઘડપણની ઉંમરમાં જુએ અને જન્નતમાં દાખલ ન થાય." (મુસ્લિમ)

ઘડપણમાં જો સંતાનને માતા-પિતાની સેવાચાકરીની તક મળી જાય તો તેને જન્નતની પ્રાપ્તિનો શ્રેષ્ઠ અવસર સમજીને તેણે દિલોજાનથી અત્યંત પ્રેમ અને લગાવની સાથે માતા-પિતાની સેવાચાકરી અને આજ્ઞાપાલનમાં એવી રીતે લાગી જવું જોઈએ કે જન્નતમાં પ્રવેશની આ તક હાથથી નીકળવા ન પામે.

## માતાપિતાને એક નજર પ્રેમ અને દયાથી જોવાં

માતા-પિતાની સાથે સદ્‌વ્યવહાર, તેમનું સ્થાન અને દરજ્જાનો આદર, તેમના સામે આજીજી, નમ્રતા અને શિષ્ટતા અને સન્માનપૂર્વક ઝુકેલા રહેવું તથા તેમની લાગણીનો લિહાજ કરવો એ અલ્લાહનો અંતિમ અને તાકીદનો હુકમ છે. તેથી જ અલ્લાહે તેનો બદલો જન્નત બતાવ્યો છે. નિઃશંકપણે, માતા-પિતાથી પ્રેમ, સ્નેહ અને ભાવનાત્મક લગાવ આપણી પ્રકૃતિ અને સ્વભાવનો પણ તકાદો છે અને દીનની માગણી પણ છે. તેથી ખરેખર તો તેમની સેવાચાકરી કરીને આપણને આત્મિક આનંદ થવો જોઈએ. માત્ર દેખાડાની સેવા અને 'આજ્ઞા છે એટલા માટે સેવા કરવી જ પડશે' એવી લાગણી ન હોવી જોઈએ. ભૌતિક લાભ અને વારસો પણ તેનો હેતુ ન હોવો જોઈએ. આ હકીકત તરફ અલ્લાહના રસૂલ ﷺ એ કેટલી ખૂબીથી ધ્યાન દોર્યું છે :

عن ابن عباسؓ ان رسول اللّٰه صلی اللّٰه علیه وسلم قال ما من ولد بار ینظر الی والدیه نظرة رحمة الا کتب اللّٰه له بکل نظره حجة مبرورة قالوا ان نظر کل یوم مأة مرة قال نعم واللّٰه اکبر واطیب.

"હઝરત ઇબ્ને અબ્બાસ રદિ.નું કથન છે કે અલ્લાહના રસૂલ ﷺ એ ફરમાવ્યું : જે નેક સંતાન માતા-પિતા ઉપર પ્રેમભરી એક નજર નાખે છે, અલ્લાહતઆલા તેના બદલામાં તેને એક મકબૂલ (અલ્લાહ દ્વારા સ્વીકૃત) અને મબરૂર (તમામ ગુનાહોથી મુક્તિ અપાવનાર) હજજનો

અજ્રો-સવાબ (વળતર અને પુણ્ય) પ્રદાન કરે છે. લોકોએ પૂછ્યું : હે અલ્લાહના રસૂલ ﷺ ! જો કોઈ એક દિવસમાં એકસો વાર આ જ પ્રમાણે પ્રેમ અને કરુણાની નજરથી જુએ તો ? આપ ﷺ એ ફરમાવ્યું : હા, જો તે એક દિવસમાં એકસો વાર પ્રેમ અને કરુણાની નજરથી જુએ તો પણ ! અલ્લાહ તમારી કલ્પનાથી ખૂબ જ મહાન અને અત્યંત પવિત્ર-સદ્ગુણી છે." (સહીહ મુસ્લિમ)

માનવી પોતાની સંકુચિત નજરથી વિચારે છે, તો એ વાત તેની સમજમાં નથી આવતી કે દિવસમાં એકસો વખત માત્ર પ્રેમ અને દયાની નજરથી બંદાને એકસો 'મબરૂર' હજ્જનું વળતર મળશે. રસૂલુલ્લાહ ﷺ એ ધ્યાન દોર્યું છે કે અલ્લાહની બક્ષિસ અને ઉપહાર અસીમ છે. તે આનાથી પણ ખૂબ મહાન અને આનાથી પણ વધારે પ્રદાન કરી શકે છે અને તમે જે અનુમાન કરી રહ્યા છો, તે તમારી સંકુચિત ધારણાથી તદ્દન પવિત્ર છે. તમે તેની સરખામણી પોતાના જેવા માનવીઓ સાથે ન કરો. તમે જે કંઈ કલ્પના તેના વિશે કરી શકો છો, તે તેનાથી પણ ખૂબ મહાન છે અને જે ખોટી ધારણાનો ભોગ બની રહ્યા છો કે આટલા મામૂલી અમલનું આટલું મોટું અકલ્પનીય ઇનામ ! તો તે તમારી આ ખોટી ધારણાથી તદ્દન પવિત્ર છે.

## નાણાકીય સહાયના સૌપ્રથમ હકદાર માતા-પિતા છે

ઘડપણમાં જુદા-જુદા પ્રકારની બીમારીઓ અને અપંગતાઓ પણ લાગુ પડી જાય છે. બીમારીઓમાં માતા-પિતાની ચાકરી અને સેવા હાથપગથી પણ કરવી પડે છે અને ઇલાજ-દવાની જરૂરતમાં પૈસા પણ ખર્ચ થાય છે. આજ્ઞાંકિત સંતાનોનું કર્તવ્ય છે કે હાથપગથી સેવાનો સમય આવે તો તેને પણ પોતાની ખુશનસીબી અને સૌભાગ્ય સમજે અને જો ધનદોલત ખર્ચ કરવાનો અવસર આવે તો તેને પણ પોતાનું સૌભાગ્ય અને સદ્નસીબી માનીને ખુશી-ખુશી પોતાના પૈસા માતા-પિતા ઉપર ખર્ચ કરે. કુર્આનમાં ફરમાવવામાં આવ્યું છે કે :

يَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ۗ قُلْ مَآ اَنْفَقْتُمْ مِّنْ خَيْرٍ فَلِلْوَالِدَيْنِ

"લોકો તમને પૂછે છે કે અમે શું ખર્ચ કરીએ ? તમે જવાબ આપો કે જે ધનદોલત પણ તમે ખર્ચ કરશો, તેના સૌપ્રથમ હકદાર તમારા માતા-પિતા છે." (સૂરઃ બકરહ : ૨૧૫)

કુર્આન અને સુન્નતમાં જે રીતે સેવા, આજ્ઞાપાલન અને સદ્વ્યવહારની તાકીદ કરવામાં આવી છે, બરાબર એ જ પ્રમાણે એ તાકીદ પણ કરવામાં આવી છે કે ધનદોલત પણ તેમનાથી છુપાવી-છુપાવીને રાખવામાં ન આવે, બલ્કે સંતાનોના ધનંદોલતના સૌપ્રથમ હકદાર માતા-પિતા જ છે. તેમની નાણાકીય જરૂરતો પૂરી ન કરવી અને તેમનાથી ધનદોલત બચાવી-બચાવીને રાખવું આજ્ઞાંકિત સંતાનોનું કામ નથી, ચાહે તેમની જરૂરતો ખાવા-પીવાની હોય કે ઇલાજ-દવાની હોય.

એક વાર હુઝૂર ﷺ ની સેવામાં એક માણસ હાજર થયો અને પોતાના પિતાની ફરિયાદ કરવા લાગ્યો કે મારા પિતા જ્યારે મન થાય ત્યારે મારો માલ લઈ લે છે. રસૂલુલ્લાહ ﷺ એ સાચી સ્થિતિ જાણવા માટે તેના વૃદ્ધ પિતાને બોલાવ્યા, એક વૃદ્ધ, કમજોર વ્યક્તિ લાઠીના ટેકાના સહારે હુઝૂર ﷺ ની સેવામાં હાજર થયો. અલ્લાહના રસૂલ ﷺ એ આ વૃદ્ધથી સાચી માહિતી મેળવી, તો તેણે કહેવાનું શરૂ કર્યું કે :

"અલ્લાહના રસૂલ ﷺ ! એક જમાનો હતો કે જ્યારે આ મારો દીકરો વિવશ અને ખૂબ જ કમજોર હતો અને હું યુવાન અને સમર્થ હતો. અલ્લાહે મને ધનદોલત પણ આપી હતી અને આ બાળક ખાલી હાથ હતો. મેં કદી પણ તેને મારી વસ્તુઓ લેવાથી નથી રોક્યો, ખુશી-ખુશી મેં તેના ઉપર મારો માલ લુટાવ્યો, આજે હું કમજોર અને અસમર્થ છું અને એ યુવાન અને તંદુરસ્ત અને શક્તિશાળી છે. હું ખાલી હાથ છું અને એ ધનવાન છે. હવે એ પોતાનું ધન મારાથી બચાવી-બચાવીને રાખે છે અને હું તરસું છું."

આ વૃત્તાંત સાંભળીને હુઝૂર ﷺ રડી પડ્યા અને ફરમાવ્યું :

وانت و مالک لا بیک

"તું અને તારો માલ તારા પિતાના છે."

وانت و مالک لا بیک

"તું અને તારો માલ તારા પિતાના છે."

એ જ રીતે જો માતા-પિતા દેવાદાર છે, તો સંતાનો તેમનું દેવું અદા કરવાની પણ ચિંતા કરે. આજ્ઞાંકિત અને ખુદાથી ડરનાર સંતાન માટે એ કદાપિ યોગ્ય નથી હોઈ શકતું કે તે પોતાનું ધન કેવળ પોતાના ભોગવિલાસ અને સુખચેન ઉપર ખર્ચે અને માતા-પિતાને એમ જ દેવાદાર છોડી દે. સંતાનોના ધનમાં સૌથી પહેલો હક્ક

માતા-પિતાનો છે. સંતાનોએ તેમના દેવાની અદાયગીની ચિંતાથી ક્યારેય ગાફેલ ન રહેવું જોઈએ; એટલા માટે કે અલ્લાહના રસૂલ ﷺ દેવાદારની જનાઝાની નમાઝ પઢાવતા નહોતા. આજ્ઞાંકિત સંતાન કેવી રીતે સહન કરી શકે છે કે કાલે હશ્રના મેદાનમાં તેના માતા-પિતાની પકડ એટલા માટે થાય કે તેઓ દેવાદાર હતા !

## હઝરત અબ્દુલ્લાહ રદિ. અને
## માતા-પિતાના કરજની ચિંતા

હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિ.ના પિતા હઝરત ઝુબૈર રદિ. ખૂબ ધનવાન હતા. ધનવાન વ્યક્તિનું મૃત્યુ થાય છે તો વારસદારોને ચિંતા થાય છે કે શક્ય હોય તેટલું જલ્દી વારસાની વહેંચણી થઈ જાય, જેથી તેમના હિસ્સાનું ધન તેમના કબજામાં આવી જાય. પરંતુ હઝરત અબ્દુલ્લાહ રદિ.ની ચિંતા આનાથી તદ્દન ભિન્ન હતી.

હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિ. એ પોતાના પિતાના અવસાન પછી સૌથી પહેલાં તો તેમનું દેવું ચૂકવ્યું, પછી વારસદારોને એ સમજાવ્યું કે અલ્લાહે આપણા-સૌને જરૂરત અનુસાર માલ આપ્યો જ છે, આપણે પિતાએ છોડેલ માલ ચાર વર્ષ સુધી ન વહેંચીએ તો કેવું રહેશે ? હું દર વર્ષે હજ્જના સમયે એલાન કરીશ, સંભવ છે એમના ઉપર કોઈનું દેવું હોય ! સારું છે કે દેવું ચૂકવી દીધા પછી આપણે છોડેલો માલ વહેંચીએં. વારસદારો તૈયાર થઈ ગયા, અને હઝરત અબ્દુલ્લાહ રદિ. દર વર્ષે હજ્જ વખતે એલાન કરતા રહ્યા કે મારા પિતા હઝરત ઝુબૈર રદિ.ની પાસે જેનું પણ કરજ હોય તે મારાથી વસૂલ કરી લે. કરજની તો કોઈએ માગણી કરી નહીં, અલબત્ત આ રીતે હઝરત અબ્દુલ્લાહ રદિ. હજારો લોકોને પોતાના પિતાની યાદ દેવડાવતા રહ્યા અને તેમનાથી પોતાના પિતા માટે દુઆઓ કરાવતા રહ્યા !

## માતા-પિતાની નાફરમાની ગુનાહે-કબીરા

અલ્લાહ પછી સૌથી મોટો ઉપકાર માતા-પિતાનો છે. તેમના માધ્યમથી સંતાનોને અલ્લાહે જીવન પ્રદાન કર્યું, તેમની પ્રેમ અને સ્નેહની છાયામાં સંતાનોનું પાલન-પોષણ થાય છે, અને જીવનના સુખચેન જોવા કાબેલ બને છે. તેમણે પોતાના વજૂદ અને પોતાના આરામ અને રાહતની પરવા ન કરીને સંતાનોને ઉછેર્યા અને સંતાનો માટે પોતાનું સર્વસ્વ કુરબાન કર્યું. સંસ્કારિતા, શિષ્ટાચાર તથા માનવતા અને આજ્ઞાંકિતતા એ જ છે કે સંતાનો હૃદયના ઊંડાણથી તેમનો આભાર માને, તેમના

આજ્ઞાંકિત બનીને રહે, તેમના સાથે સદ્વ્યવહાર કરે, તેમનો ઉપકાર માને અને કૃતજ્ઞ બનીને રહે, અને તેમના સાથે એવું સારું વર્તન કરે કે પોતાના આરામ અને આનંદને ભૂલી જાય. નાફરમાની (અવજ્ઞા) કરવાની વાત તો દૂર રહી, નાફરમાનીની કલ્પના પણ ન કરે, બલ્કે તેમની અવગણના કરવાનો કે તેમનાથી બેપરવા થવાનો વિચાર સુદ્ધા દિલમાં ન લાવે, અને હંમેશા રસૂલુલ્લાહ ﷺ ની એ ચેતવણી યાદ રાખે કે :

عن ابی بکرةؓ قال: قال رسول الله صلی الله علیه و سلم، الا اُنبّئکم باکبر الکبائر ثلاثاً قلنا بلیٰ یا رسول الله ! قال : الا شراک بالله و عقوق الوالدین وکان متکئاً وجلس فقال الاهقول الزور وشهادة الزور، فما زال یکررها حتیٰ قلنا لیته سکت.

''હઝરત અબૂબક્ર નફીઅ બિન અલ-હારિસનું કથન છે કે અલ્લાહના રસૂલ ﷺ એ ફરમાવ્યું : શું હું તમને ત્રણ મોટા અને સૌથી ખરાબ ગુનાઓની જાણકારી ન આપી દઉં ? અમે-સૌએ જવાબ આપ્યો : કેમ નહીં, હે અલ્લાહના રસૂલ ﷺ ! જરૂર બતાવો. આપ ﷺ એ ફરમાવ્યું : અલ્લાહની સાથે શિર્ક કરવું (અલ્લાહની સાથે કોઈ અન્યને ભાગીદાર બનાવવો) અને માતા-પિતાની નાફરમાની કરવી; આપ ﷺ એ ટેકો લીધો હતો, ઉઠીને બેસી ગયા અને ફરમાવ્યું : ધ્યાનથી સાંભળો ! અને જૂઠી વાત કહેવી અને જૂઠી સાક્ષી આપવી. આપ ﷺ નિરંતર આ જ વાત દોહરાવતા રહ્યા, ત્યાં સુધી કે અમને લોકોને એવું થવા લાગ્યું કે આપ ﷺ ખામોશ થઈ જાય !'' (બુખારી, મુસ્લિમ, તિરમિઝી)

આ હદીસમાં 'ઉકૂકુલ-વાલિદૈન' શબ્દનો ઉપયોગ થયો છે, જે ખૂબ જ વ્યાપક છે. કુર્આન અને હદીસમાં માતા-પિતાની સાથે સદ્વ્યવહારની સ્પષ્ટતામાં આજ્ઞાંકિત સંતાનને જે-જે આદેશો અને શિષ્ટાચારની તાકીદ કરવામાં આવી છે, તેનું ઉલ્લંઘન 'ઉકૂક' (અવજ્ઞા, નાફરમાની, હૈર્જહ્રીહૈહશ્રી) છે. માતા-પિતાની કોઈપણ મામલામાં જરૂરત ન સમજવી, બેપરવાઈ દાખવવી, તેમના સાથે કઠોર લહેજામાં વાતચીત કરવી, અહંકારી અને અકડાઈભર્યું વલણ, તેમની લાગણીઓને ઠેસ પહોંચાડવી, તેમની જરૂરતોની અવગણના કરવી, તેમની કમજોરીઓ અને અપંગતા ઉપર ધ્યાન ન આપવું, તેમને ખરુંખોટું કહેવું; તેમના સાથે આજીજી, નરમી અને

વિનમ્રતાનું વર્તન કરવાને બદલે નિર્દયી તથા કઠોર અને સખ્તાઈનું વલણ અપનાવવું, તેમની આજ્ઞાઓ અને માગણીઓને તિરસ્કારથી ટાળી દેવી, જરૂરિયાતની વસ્તુઓ અને પૈસા માટે તેમને તરસાવવા, અને પોતાના અપ્રિય વ્યવહારથી તેમનું દિલ દુભાવવું, તેમને રડાવવા, ફિટકાર વરસાવવી અને મેંણાટોણા મારવા વગેરે વાતો 'ઉકૂકુલ-વાલિદૈન'ના અર્થમાં સામેલ છે. નબી ﷺ એ જુદા-જુદા પ્રસંગે આ તમામ નાફરમાનીઓ (અવજ્ઞાઓ) અને દુર્વ્યવહારથી બચવાની ભરપૂર અને વિદ્વતાપૂર્ણ રીતે તાકીદ કરી છે. 'ઉકૂકુલ-વાલિદૈન' (માતા-પિતાની નાફરમાની)ને અલ્લાહના રસૂલ ﷺ એ કબીરા (મોટા) ગુનાઓમાં સામેલ કરેલ છે અને આ કબીરા ગુના વિશે એવા સમાચાર આપ્યા છે, જેને સાંભળીને આત્મા કંપી ઉઠે છે.

## માતા-પિતાની નાફરમાનીની સજા દુનિયામાં જ મળી જાય છે.

عن ابی بکرۃ عن النبی صلی اللہ علیہ و سلم قال : کل الذنوب یؤخر اللہ منھا ماشاء الیٰ یوم القیامۃ الا عقوق الوالدین فان اللہ یعجلہ لصاحبہ فی الحیوٰۃ قبل الممات.

''હઝરત અબૂબક્ર નફીઅ ઇબ્ને અલ-હારિસનું કથન છે કે નબી ﷺ એ ફરમાવ્યું : તમામ ગુનાઓમાંથી જે ગુનાની સજા અલ્લાહ ઇચ્છે તો કયામતના દિવસ સુધી ટાળી દે છે, પરંતુ 'ઉકૂકુલ-વાલિદૈન' (માતા-પિતાની નાફરમાની) કરનારાઓને તેમના મૃત્યુથી પહેલાં તેમના જીવનમાં તરત જ સજા આપી દેવામાં આવે છે.'' (હાકિમ)

## નબવી કાળમાં આંખો ખોલી નાખે એવી એક ઘટના

નબવી કાળનો એક અત્યંત બોધપ્રેરક અને શિક્ષાપ્રદ બનાવ 'મુસ્નદે અહમદ' અને 'તિબરાની'માં નોંધવામાં આવેલ છે :

એક વાર સહાબાએ કિરામ (રદિ.) નબી ﷺ ની સેવામાં હાજર હતા કે એક માણસ આવ્યો અને કહેવા લાગ્યો : હે અલ્લાહના રસૂલ ﷺ !

એક નવયુવાનના મૃત્યુની અંતિમ ઘડી છે, લોકો તેને વારંવાર કલેમા પઢવાનું કહી રહ્યા છે, પરંતુ તેની જબાન ઉપર કલેમા આવતો જ નથી. નબી ﷺ એ જે માણસ આવ્યો હતો તેને પૂછ્યું : શું તે વ્યક્તિ નમાઝ પઢતો હતો ? તેણે કહ્યું : હા, નમાઝ તો પઢતો હતો. આ સાંભળીને નબી ﷺ ઊભા થયા અને તે માણસના સાથે થઈ ગયા. સહાબા (રદિ.) કહે છે કે અમે લોકો પણ પાછળ-પાછળ ગયા. નબી ﷺ તે નવયુવાનના ત્યાં પહોંચ્યા, અંતિમ સમય હતો. આપ ﷺ એ પણ તેને શહાદતનો કલેમા પઢવાનું કહ્યું. તે બોલ્યો : હે અલ્લાહના રસૂલ ﷺ ! મારી જીભથી કલેમા અદા જ થતો નથી. આપ ﷺ એ પૂછ્યું : છેવટે કેમ (અદા થતો નથી) ? લોકોથી જાણકારી મળી કે આ વ્યક્તિ તેના જીવનમાં તેની મા નો નાફરમાન રહ્યો છે. આપ ﷺ એ લોકોને પૂછ્યું : શું આ વ્યક્તિની મા જીવતી છે ? લોકોએ કહ્યું : જી હા, તેની મા જીવતી છે, પણ આનાથી જુદી રહે છે. આપ ﷺ એ ફરમાવ્યું : તેની માને બોલાવી લાવો. તેની માને બોલાવવામાં આવી, મા આવી, તો હુઝૂર ﷺ એ એ મહિલાને પૂછ્યું : શું આ તમારો પુત્ર છે? તેણે કહ્યું : હા, હે અલ્લાહના રસૂલ ﷺ ! આ મારો જ પુત્ર છે, પણ નાફરમાન છે, હું તેને મોઢે નથી લગાવતી.

રસૂલુલ્લાહ ﷺ એ એ વૃદ્ધ માને કહ્યું : સારું, એ બતાવો કે એક ભયાનક આગ સળગાવવામાં આવે અને એ આગની જવાળાઓમાં તમારા પુત્રને નાખી દેવાનો નિર્ણય કરવામાં આવી રહ્યો હોય અને હું તમને એમ કહું કે તમારો આ દીકરો આ આગમાં નાખી દેવાથી માત્ર એ સ્થિતિમાં જ બચી શકે છે કે જયારે તમે આની ભલામણ કરો, તો એ સ્થિતિમાં તમે તમારા પુત્રને ભયાનક જવાળાઓના હવાલે કરશો કે પછી પોતાના દીકરાની ભલામણ કરશો. એ વૃદ્ધ મહિલા બોલી : આવી સ્થિતિમાં તો હું તેની ભલામણ કરીશ અને આ ભયાનક આગથી તેને બચાવીશ. આ સાંભળીને હુઝૂર ﷺ એ ફરમાવ્યું : બસ, તો તમે મને અને અલ્લાહને સાક્ષી બનાવીને કહો કે હું મારા આ દીકરાથી રાજી છું. વૃદ્ધા બોલી : હે અલ્લાહ ! હું તને અને રસૂલ ﷺ ને સાક્ષી બનાવીને કહું છું કે હું મારા પુત્રથી રાજી છું. તે પછી અલ્લાહના રસૂલ ﷺ મૃત્યુની અંતિમ ઘડીઓમાં ઘેરાયેલ તે નવયુવાન

તરફ વળ્યા અને તેને કલેમા પઢવાનું કહ્યું. એકાએક નવયુવાનની જબાન પર કલેમા જારી થઈ ગયો. આ ઈમાનવર્ધક દૃશ્ય જોઈને હુઝૂર ﷺ એ અલ્લાહની પ્રશંસા અને સ્તુતિ કરી અને ફરમાવ્યું:

''અલ્લાહનો આભાર કે તેણે મારા માધ્યમથી આ નવયુવાનને જહન્નમની ભયાનક આગથી મુક્તિ પ્રદાન કરી.''

માતા-પિતાના સંદર્ભમાં કુર્આન અને હદીસમાં તેમનાં જે હક્કોનું વર્ણન કરવામાં આવ્યું છે, એ જ સંતાનોની ફરજો છે. આ ફરજોને મુસ્લિમ સંતાનો હૃદયપૂર્વક, ત્યાગ અને પ્રેમ-ભાવનાની સાથે તથા માતા-પિતાની મહાનતા અને સ્નેહ તેમજ પૂરેપૂરી ખુશી અને રુચિની સાથે અદા કરે છે. આજ્ઞાંકિત સંતાનોની શાન જ એ છે કે તેઓ પોતાની જવાબદારીઓને દિલોજાનથી અદા કરે છે, માત્ર કેટલાક કાયદાઓ અને શરતોને પૂરી કરીને આજ્ઞાંકિત સંતાનો કહેવડાવવાનો શોખ પૂરો ન કરે. તેઓ હૃદયપૂર્વક માતા-પિતા પર કુરબાન થઈને પણ એવું જ સમજે કે હક્ક તો હજુ અદા થયો જ નથી.

## સંતાનોના હક્કો – માતાપિતાની જવાબદારીઓ

ઉપરના પૃષ્ઠોમાં અમે માતા-પિતાના જે હક્કો સંક્ષિપ્તમાં વર્ણવ્યા છે, એ જ માતા-પિતાના હક્કોને સંતાનોના સંદર્ભમાં તેમની જવાબદારીઓનું શીર્ષક આપી શકાય છે. હવે અમે ખૂબ જ ટૂંકમાં સંતાનોના હક્કોનું વર્ણન કરીશું, જેને માતા-પિતાના સંદર્ભમાં માતા-પિતાની જવાબદારીઓનું શીર્ષક આપી શકાય છે.

હક્કો અને ફરજોમાં સંતુલન અને મધ્યમ માર્ગ જ કૌટુંબિક વ્યવસ્થાની દૃઢતા અને મજબૂત સંબંધની બાંહેધરી છે. પરિવારના લોકો હક્કોની પ્રાપ્તિ માટે વધારે પડતો આગ્રહ ન કરે અને અલ્લાહના ત્યાં સફળ થવાની ભાવના સાથે જો પોતાની ફરજો અદા કરવામાં નિષ્ઠા દાખવે, તો હક્કો અને ફરજોમાં આદર્શ સંતુલન પેદા થશે અને ઈસ્લામી પરિવારમાં જબરજસ્ત સુખાકારી અને દૃષ્ટાંતરૂપ સંસ્કારિતા અને દૃઢતા પેદા થશે. ભ્રષ્ટાચાર, અવજ્ઞા, બિનજવાબદારી તથા અશાંતિ અને બેચેનીનું મૂળ કારણ એ જ છે કે હક્કો અને ફરજોમાં સંતુલન નથી રહ્યું. દરેક વ્યક્તિ પોતાનો હક્ક મેળવવા માટે ખૂબ જ લોભી અને તત્પર છે, પોતાનો હક્ક હાંસલ કરવામાં તે અત્યંત હોશિયારી તથા અસામાન્ય રીતે સાવધાનીથી વર્તે છે; અલબત્ત પોતાની ફરજ પૂરી કરવામાં બોધપાઠ લેવાય એટલી હદે તે બેદરકાર અને બેપરવા હોવાનો પુરાવો આપે છે.

# માતાપિતા સાથે કેટલીક વિચારવા લાયક વાતો

કેટલાક ભાગ્યશાળી કુટુંબોને બાદ કરતાં આજે મોટાભાગના ઘરોમાં એ જ વાતની રોક્કળ છે કે સંતાનો કહ્યામાં નથી. સંતાનોની નાફરમાનીની ફરિયાદ મહદ્અંશે સામાન્ય બની ગઈ છે. પુત્ર જ નહિં, પુત્રીઓ પણ માતા-પિતાના સ્થાન અને દરજ્જાથી બેપરવા અને ગાફેલ છે અને માતા-પિતાના આદર, માન-સન્માનનો અહેસાસ જ સમાપ્ત થઈ રહ્યો છે. ફરમાબરદારીની ભાવના જ દિલોમાંથી નીકળી ગઈ છે. એવું લાગે છે કે માતા-પિતાની સેવા અને અનુપાલન, માન-સન્માન અને પ્રતિષ્ઠા, તેમના માટે સંતાનો હોવાની લાગણી, તેમની જરૂરતોનું ધ્યાન અને કાળજી, તેમની અશક્તિઓ અને કમજોરીઓમાં તેમને કામ લાગવાનો અહેસાસ અને ખ્યાલ, આ બધું એ શબ્દો છે, જે કાં તો નિરર્થક છે, અથવા તેમનો અર્થ જાણવાની કોઈ આવશ્યકતા જ નથી રહી. અત્યારે તો વિજ્ઞાન અને ટેકનોલૉજીના કારણે દુનિયા સમેટાઈને ખૂબ જ નાની બની ગઈ છે અને દરેક વસ્તુને પોતાની આબાદી, શહેર અને દેશના સ્તરે વિચારવાને બદલે વૈશ્વિક સ્તરે વિચારવાની આદત સામાન્ય બની ગઈ છે. હાલ વૈશ્વિક સ્તરે એ ફરિયાદ આમ થઈ ગઈ છે કે નવી પેઢીનું ઉત્થાન નાફરમાની, સ્વચ્છંદતા અને બંડખોરી પર થઈ રહ્યું છે. જ્યાં જઈએ, જે સભામાં બેસીએ, જે અખબાર ઉઠાવીએ, જે સામયિક જોઈએ કે જે ચેનલ નિહાળીએ; એ જ વાંચવા-સાંભળવા મળશે કે નવી પેઢી ખૂબ જ વિદ્રોહી બની ગઈ છે અને માનવ-મૂલ્યો નાબૂદ થતાં જઈ રહ્યા છે.

આ પરિસ્થિતિમાં માતા-પિતા માટે વિચારવાની વાત એ છે કે માહોલની આ શરમજનક ખરાબીમાં તેમની પોતાની ગફલત તો કારણભૂત નથી ને ! સંતાનોની શિક્ષા-દીક્ષા, સુધારણા અને શિષ્ટતા સંબંધે અલ્લાહે જે જવાબદારીઓ માતા-પિતા ઉપર મૂકી છે, તેને પૂરી કરવામાં ક્યાંક નિષ્કાળજી તો નથી થઈ રહી ને ! સંતાનોના ભાવિથી સંબંધિત તમારી આશાઓમાં કોઈ ગૂંચ તો નથી ને ! સંતાનો તમારી આશાઓ અને તમારા હક્કોને અદા કરવાને લાયક ત્યારે જ બની શકે છે, જ્યારે તમે પણ પોતાની ફરજો અને જવાબદારીઓ ગંભીરતાથી અને હૃદયપૂર્વક અદા કરો, જે અલ્લાહે તેમના સંબંધે તમારા ઉપર નાખી છે. સંતાનોની બંડખોરી, નાફરમાની અને તેમનો બગાડ માતા-પિતા માટે અત્યંત દુઃખ અને તકલીફની વાત છે, પરંતુ એ પણ વિચારવાની વાત છે કે તેમના ઘડતર અને પ્રશિક્ષણમાં માતા-પિતાએ ખરેખર ગંભીરતા દાખવી છે ? અને પોતાના રાત-દિવસના પ્રયત્નોથી તેમને સેવાભાવ, વફાદારી, અનુપાલન અને આજ્ઞાંકિતતા પર ઉત્થાનની કોશિશ કરી છે, અને ગંભીર બનીને તેમના માટે

પોતાના જીવનના કીમતી સમયનો ઉપયોગ કર્યો છે ? કે પછી તેમને આપવાનો સમય પોતાના જીવન ધોરણને ઉચ્ચ કરવામાં જ લગાવ્યો છે ?

જે સંતાનોને માતા-પિતાનો દરજ્જો બતાવનારી અને તેમની સેવાચાકરી અને ફરમાબરદારીનું કર્તવ્ય યાદ દેવડાવનારી શિક્ષા જ આપવામાં ન આવી હોય, તેઓ માતા-પિતાના હક્કોને કેવી રીતે ઓળખશે ? જો તમે તેમની ભાવનાઓ અને લાગણીઓનું ધ્યાન નથી રાખ્યું, તેમને ઊંડો પ્રેમ નથી કર્યો, પોતાના સ્નેહની ઊની લાગણીઓથી તેમને છાતીએ લગાવવાની ફુરસદ તમારા પાસે નથી રહી, તેમની અવગણના કરીને તમે કેવળ પોતાના જીવન-ધોરણને ઉચ્ચ કરવા માટે જીવનનો સમય વિતાવી નાખ્યો છે, તો તેઓ હવે તમારી કમજોરીઓ અને અપંગતાઓનો લિહાજ કે વિચાર શા માટે કરે ? સંતાનોથી એ જ આશાઓ રાખો, જેના માટે તમે તેમને પોતાના પ્રશિક્ષણથી તૈયાર કર્યા છે. સંતાનોના ભાવિને દરેક રીતે ઉજજવળ બનાવવા માટે જરૂરી છે કે માતા-પિતા તેમના હક્કોની સ્પષ્ટ સમજ પણ કેળવે અને તેમના હક્કો અદા કરવામાં તનતોડ મહેનત અને દરેક પ્રકારની કુરબાની પણ આપે. તેમના હક્કો સારી રીતે ખૂબીની સાથે અદા કરીને જ તમે તેમનામાં હક્કોની સાચી સમજ અને તેને અદા કરવાની ઊંડી ભાવના પેદા કરી શકો છો. હવે સંતાનોના એ હક્કો અંગે અમે ટૂંકમાં વર્ણન કરીશું.

## સંતાનોની કદર

સંતાનોનો પહેલો હક્ક એ છે કે તેમની કદર કરવામાં આવે, તેમને અલ્લાહનું ઈનામ અને મહાન ભેટ સમજવામાં આવે. સંતાન ઘરની રોનક, જીવનનો સહારો અને માતા-પિતાના સૌથી સારા સપનાઓનું ફળ છે. સંતાન તમારા દિલની આકાંક્ષાઓ અને આશાઓને પૂરી કરે છે. તે તમારા પ્રિય વિચારો અને દષ્ટિકોણો તથા સભ્યતા અને પરંપરાઓની રક્ષા અને તેનો પ્રસાર કરે છે, અને તમારા વારસદાર બનીને તમારી સિદ્ધિઓને બાકી રાખે છે. ઈસ્લામી પરિવારમાં સંતાનની ઈચ્છા ફક્ત એટલા માટે નથી હોતી કે પરિવારનું નામ બાકી રહે અને તે ભૌતિક વારસાનો વારસદાર બને, બલ્કે સંતાનની અભિલાષાનું ખરું કારણ હઝરત ઝકરિયા અલૈ.ના શબ્દોમાં એ છે કે દીની વારસો બાકી રહે, આપણો દીન બાકી રહે, આપણી પરંપરાઓ બાકી રહે અને આપણે એ સંતોષ સાથે દુનિયાથી રુખસદ થઈએ કે આપણા પછી આપણાં સંતાનો આપણા દીની વારસા અને સભ્યતાનું રક્ષણ કરશે.

فَهَبْ لِيْ مِنْ لَّدُنْكَ وَلِيًّا ۙ يَّرِثُنِيْ وَيَرِثُ مِنْ اٰلِ يَعْقُوْبَ ۖ
وَاجْعَلْهُ رَبِّ رَضِيًّا

"હે મારા રબ ! તું પોતાની પાસેથી મને એક વારસદાર પ્રદાન કર, જે મારો પણ વારસદાર હોય અને યાકૂબના વંશનો પણ વારસો મેળવે, અને હે મારા પાલનહાર ! તેને એક પ્રિય બંદો બનાવ."

(સૂરઃ મરયમ : ૫-૬)

'પોતાની પાસેથી એક વારસદાર પ્રદાન કર', અર્થાત્ સંતાનના જન્મના દેખીતા અને પ્રચલિત માધ્યમો અપ્રાપ્ય છે, પત્ની વાંઝ છે અને વૃદ્ધત્વની સફેદીથી મારું માથું છવાઈ ગયું છે, પરંતુ તું સર્વશક્તિમાન છે. દેખીતા કારણો અને પરિબળો ન હોવા છતાં મને એક પુત્ર પ્રદાન કર. વારસદારની ઈચ્છા એટલા માટે નથી કે તે દુન્યવી ધનદોલતનો વારસદાર બને, બલ્કે હે માલિક ! તે જે મને હોદ્દો એનાયત કર્યો છે, તે એ ધર્મોપદેશ અને શિક્ષાઓનો પણ વારસદાર બને અને યાકૂબના કૂળનો દીની (ધાર્મિક) વારસો પણ મેળવે. દુઆનો અંતિમ ફકરો એ છે કે હે પરવરદિગાર ! તેને બધાનો પ્રિય બંદો બનાવ. મુસલમાન અને અલ્લાહને ઓળખનાર માતા-પિતાની ચિંતા અને દૃષ્ટિકોણ એ હોય છે કે સંતાનો આ દીની સંપત્તિના સંરક્ષક બને, જેનાથી અલ્લાહે માતા-પિતાને નવાજીને તેમના ઉપર કૃપા કરી છે. ઝકરિયા (અલૈ.)ને પોતાના દુન્યવી વારસાની ચિંતા નહોતી, એટલા માટે કે પયગંબરોનો દુન્યવી વારસો હોતો જ નથી. તેમને ચિંતા હતી તો સત્ય-દીનની, અલ્લાહની શિક્ષાઓની, ઈસ્લામી સભ્યતા અને પરંપરાઓની, કે મારા પછી તેનો સંરક્ષક, તેનો ધ્વજવાહક અને તેનો પ્રસાર કરવાવાળો વારસદાર મળી જાય. ટૂંકમાં, નેક સંતાનો પરિવારના નેક કાર્યો અને પ્રવૃત્તિઓ, ઉત્કૃષ્ટ સિદ્ધિઓને પણ જીવંત રાખે છે. તેઓ એટલા માટે પણ કદરને લાયક છે.

પરંતુ ખરેખર કદરદાનીનો આધાર એ છે કે તેમના દ્વારા જ તમારી શિક્ષાઓ અને પરંપરાઓ જીવંત રહેવાની છે. તેથી મુસ્લિમ પિતા ફક્ત સંતાન માટે દુઆ જ નથી કરતો, બલ્કે બધાને પ્રિય હોય તેવા અને સદાચારી સંતાનની દુઆ કરે છે અને આ જ દુઆ હઝરત ઝકરિયા (અલૈ.)એ પણ કરી કે – وَاجْعَلْهُ رَبِّ رَضِيًّا "(હે પાલનહાર !) તેને પસંદગીપાત્ર અને બધાને પ્રિય હોય તેવો બંદો બનાવ." (સૂરઃ મરયમ : ૬)

# સંતાન સદકએ-જારિયા છે

મૃત્યુ પછી પણ 'નામાએ આ'માલ' (કર્મ-પત્ર)માં જે વસ્તુઓનો અજ્ર (વળતર) લખવામાં આવે છે, તેમાંથી એક નેક અને સર્વને પ્રિય સંતાન પણ છે. મરતાં વેંત માણસની કર્મ કરવાની મહેતલ તો સમાપ્ત થઈ જાય છે, પણ જો તે પોતાના પાછળ નેક અને સદાચારી સંતાન મૂકી જાય તો તે તેના માટે 'સદકએ-જારિયા' (એવો સદકો કે દાન, જેનો બદલો મૃત્યુ પછી જારી રહે) છે. હઝરત અબૂ હુરૈરહ રદિ.નું કથન છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું :

اذا مات الانسان انقطع عمله الا من ثلاث صدقةٌ جاريةٌ او علم ينتفع به او ولد صالح يدعو له.

"જ્યારે માણસ મૃત્યુ પામે છે, તો તેનો કર્મ કરવાનો ક્રમ સમાપ્ત થઈ જાય છે; સિવાય ત્રણ વસ્તુઓના : મૃત વ્યક્તિ કોઈ એવું દાન કરી જાય જે તેના પછી પણ જારી રહે અથવા એવું જ્ઞાન મૂકી જાય કે તેના પછી પણ લોકો તેનાથી ફાયદો ઉઠાવતા રહે અથવા તો પછી એવી નેક સંતાન મૂકી જાય જે મૃત્યુ પછી તેના માટે દુઆ કરતી રહે." (સહીહ મુસ્લિમ)

હઝરત અબૂ હુરૈરહ રદિ.નું જ એક અન્ય કથન છે કે જ્યારે મૈયત (મૃત વ્યક્તિ)ના દરજ્જાઓ બુલંદ થાય છે તો તે આશ્ચર્યથી પૂછે છે કે આવું કેવી રીતે થયું ? અલ્લાહ તરફથી તેને બતાવવામાં આવે છે કે તમારા સંતાનો તમારા માટે મગફિરત (ક્ષમા અને મુક્તિ)ની દુઆઓ કરતાં રહ્યા (અને અલ્લાહે તેનો સ્વીકાર કરી લીધો).

હઝરત ઉમ્મે હબીબા રદિ. વર્ણવે છે કે હું હઝરત આઇશા રદિ.ની પાસે બેસી હતી કે નબી કરીમ ﷺ પધાર્યા. આપ ﷺ એ ફરમાવ્યું : જે મુસ્લિમ દંપતિના ત્રણ બાળકો મૃત્યુ પામે તો આ બાળકો કયામતના દિવસે જન્નતના દરવાજાઓ પર રોકાઈને ઊભા થઈ જશે અને જ્યારે તેમને કહેવામાં આવશે કે જાઓ, જન્નતમાં દાખલ થઈ જાઓ; તો આ માસૂમ બાળકો જવાબ આપશે કે જ્યાં સુધી અમારા માતા-પિતા જન્નતમાં દાખલ નહીં થાય, અમે જન્નતમાં નથી જઈ શકતા; તો અલ્લાહ આજ્ઞા કરશે કે જાઓ, તમે અને તમારા માતા-પિતા બધા જ જન્નતમાં જાઓ.

સંતાનોની આ કદરદાની, તેને અલ્લાહનું મોટું ઇનામ, દુન્યવી જીવનનો

સહારો અને આખિરતનો ખજાનો સમજવાનો સંબંધ માત્ર પુત્રથી નથી, બલ્કે પુત્રીઓ માટે પણ મોમિન માતા-પિતાનું આ જ દૃષ્ટિબિંદુ હોય છે અને હોવું જોઈએ.

## પુત્રીઓ અલ્લાહનું વિશિષ્ટ ઈનામ છે

બાળકીના જન્મ ઉપર અણગમો થવો અને તેને પોતાના માટે શરમ અને દોષ સમજવું વાસ્તવમાં કાફિરો (સત્યનો ઈન્કાર કરનારાઓ)નું દૃષ્ટિબિંદુ અને અત્યંત અપ્રિય અમલ છે. કુર્આને આને અન્યાયપૂર્ણ અને અત્યાચારી કૃત્ય કહ્યું છે, અને હુઝૂર ﷺ એ આ વિચારને તદ્દન બદલીને એક ક્રાંતિકારી સિદ્ધિ હાંસલ કરી છે. આપ ﷺ એ આ માન્યતાને તદ્દન ખોટી ઠેરવતાં એવી નિર્ણાયક વાત કહી છે કે મોમિન માતા-પિતા પુત્રીનું અપમાન કરવાથી પણ કંપી ઉઠે. આપણો એ દૃઢ વિશ્વાસ છે કે હઝરત મુહમ્મદ ﷺ થી વધારે શ્રેષ્ઠ મનુષ્ય ન કોઈ જન્મ્યો છે અને ન જન્મી શકે છે, અને આપ ﷺ ના માન-સન્માન અને આદરમાં કોઈ કમીની કલ્પના પણ કુફ્ર છે. આપ ﷺ એ એવી અંતિમ વાત ફરમાવી છે કે તેના પછી બાળકીની નિંદા અને અપમાનની કલ્પના પણ મોમિન નથી કરી શકતો. આપ ﷺ એ ફરમાવ્યું :

لا تكر هوا البنات فانى ابو البنات.

"જૂઓ, પુત્રીઓથી નફરત ન કરો, એટલા માટે કે હું પણ પુત્રીઓનો પિતા છું."

આપ ﷺ એ એ પણ ફરમાવ્યું :

"દીકરીઓ ખૂબ પ્રેમ કરનારી અને અત્યંત ભલાઈ અને બરકતવાળી હોય છે." (કન્ઝુલ અમાલ)

હઝરત ઈબ્ને શરીતા વર્ણવે છે કે :

سمعتُ رسول الله ﷺ يقول اذا ولد للرجل ابنة بعث الله عزّوجل ملئكة يقولون السلام عليكم يا اهل البيت يكتنفوها باجنحتهم و يمسحون با يديهم علىٰ رأسها و يقولون ضعيفةٌ خرجت من ضعيفة القيم عليها معان الى يوم القيامة.

''મેં રસૂલુલ્લાહ ﷺ થી સાંભળ્યું છે કે આપ ﷺ ફરમાવી રહ્યા હતા : જ્યારે કોઈ વ્યક્તિને ત્યાં બાળકીનો જન્મ થાય છે, તો અલ્લાહત્આલા તેના ત્યાં ફરિશ્તાઓ મોકલે છે, જે આવીને કહે છે : હે ઘરના લોકો ! અસ્સલામુ અલઈકુમ. પછી ફરિશ્તાઓ જન્મેલ બાળકીને પોતાની પાંખોમાં લઈ લે છે અને તેના માથા પર પોતાનો હાથ ફેરવતાં કહે છે કે આ અશક્ત, કમજોર જાન છે, જે એક અશક્ત, કમજોર જાનથી પેદા થઈ છે. જે વ્યક્તિ આ કમજોર જાનના પાલન-પોષણની જવાબદારી ઉઠાવશે, કયામત સુધી અલ્લાહની મદદ (દરેક વખતે) તેના સાથે રહેશે.'' (અલ-મજમઅ અલ-સગીર લિલ-તબરાની)

પુત્રીના જન્મ પર ઘૃણા અને તિરસ્કાર દર્શાવનારાંઓ એ વિચારે કે પુત્રીનું સારું પાલણ-પોષણ કરવાવાળાઓને અલ્લાહના સાચા રસૂલ ﷺ એ એ મહાન ખુશખબર આપી છે કે તેઓ જન્નતમાં અલ્લાહના રસૂલ ﷺ ની સાથે હશે. આપ ﷺ એ પોતાના હાથની બે આંગળીઓ ઉઠાવીને અને એક-બીજાથી મેળવીને બતાવી કે આવી રીતે સાથે હશે, જે રીતે આ બંને આંગળીઓ સાથે છે. શું આનાથી વધારે સારો બદલો પણ હોઈ શકે છે ? અને આપ ﷺ એ પુત્રી વિશે એ શુભસૂચના પણ આપી છે કે તેઓ માતા-પિતા માટે જહન્નમની આગ સામે આડ છે.

## સંતાનની હત્યા સૌથી ખરાબ નિષ્ઠુરતા

સંતાનને અલ્લાહનું મહાન ઇનામ સમજનારાં અને આ મહાન ઇનામની ખરેખર કદર કરનારા સૌભાગ્યશાળી લોકો સંતાનની હત્યાની વાત તો દૂર રહી, આ નિષ્ઠુર અને ભયાનક ગુના અને પાપની કલ્પના માત્રથી પણ ધ્રુજી જાય છે. પરંતુ માનવી જ્યારે માનવતાના સ્થાન પરથી નીચે ઊતરી જાય છે, તો તે જંગલી જાનવરોથી પણ બદતર બની જાય છે. માનવ-સમાજમાં એવા લોકો પણ જોવા મળે છે, જેઓ પોતાના સંતાનોને પોતાના જ હાથે મારી રહ્યા છે. કેટલાક અજ્ઞાનીઓ તો પોતાના દેવી-દેવતાઓને ખુશ કરવા માટે તેમના સ્થાનક (વેદી) પર પોતાની માનતા અને બાધાને પૂરી કરવા પોતાના વ્હાલા બાળકનો વધ કરતા હતા અને આ પાશવી કૃત્યને 'કુરબાની' અને 'બલિ'દાન તથા નેકી (સત્કર્મ) સમજતા હતા. કેટલાક મૂર્ખ લોકો એટલા માટે પોતાના સંતાનની હત્યા કરતા હતા કે તેઓ તેમની રોજીમાં સહભાગી બનીને તેમના એશોઆરામને છીનવી લેશે, અને કેટલાક જાલિમ અને જાહિલ લોકો

પુત્રીઓને શરમજનક અને દોષ સમજીને તેમની કતલ કરી દેતા હતા, અને કેટલાક બુદ્ધુઓ એટલા માટે તેમને મારી નાખતા હતા કે આ ઘરેણાઓમાં ઉછરનારી ન તો રણમેદાનમાં કામ લાગી શકે છે અને ન કમાવાને લાયક હોય છે, બલ્કે આખી ઉંમર માતા-પિતા કે વાલીઓ માટે બોજ બનીને જ રહે છે.

કુઆર્ને સંતાનની હત્યાને સૌથી ખરાબ ગુનો ઠેરવ્યો છે. તેના પ્રેરકોને ધડમૂળથી ઉખેડી નાખ્યા છે અને આ જુલ્મથી સખ્તાઈપૂર્વક રોકી દીધા છે. નબી કરીમ ﷺ એ આ ભયાનક ગુનાથી સમાજને તદ્દન પવિત્ર કરવાના કાર્યને એટલું મહત્ત્વ આપ્યું છે કે આપ ﷺ એ 'બૈતે ઉકબા'[1] માં અન્સારથી જે વાતો પર વચન લીધું હતું, તેમાં એક મુખ્ય વચન એ પણ હતું કે તેઓ સંતાનની હત્યા નહીં કરે અને માનવ-જીવનો આદર કરશે. અરબસ્તાનના નિર્દયી, જાલિમ અને પશુ જેવા કઠોર હૃદયના લોકો તો નિર્દોષ અને માસુમ ફૂલ જેવી બાળકીઓને પોતાના જ હાથે જીવતી જમીનમાં દફન કરી દેતા હતા. આના ઉપર અલ્લાહે પોતાના ગુસ્સાનું પ્રદર્શન ધ્રુજાવી નાખે એવા શબ્દોમાં કર્યું છે :

وَإِذَا الْمَوْءُودَةُ سُئِلَتْ ۝ بِأَيِّ ذَنْبٍ قُتِلَتْ ۝

''અને જ્યારે જીવતી દાટી દેવામાં આવેલ બાળકીને પૂછવામાં આવશે કે કયા અપરાધમાં તેને મારી નાખવામાં આવી.''

(સૂરઃ તકવીર : ૮-૯)

આજના યુગમાં પણ આ અત્યાચાર સામાજિક હિતના સુંદર અને આકર્ષક શીર્ષકોથી કોઈને કોઈ રૂપમાં ચાલુ છે. ઇસ્લામ માનવ-જીવને અત્યંત પ્રતિષ્ઠિત સમજે છે, એક જીવની હત્યાને તમામ મનુષ્યોની હત્યા ઠેરવે છે અને નવા જન્મેલ જીવને પરિવાર માટે ખુશીનો પૈગામ અને અલ્લાહની અમૂલ્ય ભેટ કહીને માતા-પિતાને સંતાનની કદર કરવા અને આખિરત માટે ભાથું બનાવવાની શિક્ષા આપે છે.

## સંતાનનું ઉમદા ઘડતર અને પ્રશિક્ષણ

સંતાનની કદર કરવા અને અલ્લાહની મોટી કૃપા સમજવાની તાલીમ અને તાકીદ પછી માતા-પિતાની બીજી જવાબદારી અથવા સંતાનનો હક્ક એ છે કે માતા-

૧. હિજરતના એક વર્ષ પહેલાં (ઇ.સ. ૬૨૨), હજ્જ વખતે મદીનાથી આવેલ ૭૩ અન્સાર લોકો, જેમણે ઇસ્લામ ધર્મ અંગીકાર કરી લીધો હતો, તેમણે પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ની મુલાકાતમાં લીધેલ શપથ.

પિતા દિલોજાનથી સંતાનનું સારામાં સારું ઘડતર અને પ્રશિક્ષણ કરે, અને દરેક પાસાથી સંતાનના ઉત્થાનની અથાગ કોશિશ કરે. સંતાનને પોતાના અસ્તિત્વ માટે માતા-પિતાની જરૂરત હોય છે, બરાબર એ જ રીતે પોતાના ઉછેર, પાલન-પોષણ, દેખરેખ અને નિરીક્ષણ માટે પણ તેને માતા-પિતાની આવશ્યકતા રહે છે. બાળકની ઉંમરનો આરંભિક તબક્કો ખૂબ જ મજબૂરી અને વિવશતાનો તબક્કો હોય છે. આ તબક્કામાં જો એવા લોકોનું સંરક્ષણ અને નિરીક્ષણ તેને પ્રાપ્ત ન હોય, જેઓ તેને દિલોજાનથી ચાહતા હોય અને પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરીને આ વિવશ નાનકડાં અસ્તિત્વને ઉછેરવાની સ્વાભાવિક લાગણી ન રાખતા હોય, તો બાળકનું પાલન-પોષણ મુશ્કેલ છે.

## માતા-પિતા પર અલ્લાહની કૃપા અનેં દયા

સંતાનનું ઘડતર અને પાલન-પોષણ ધીરજની પરીક્ષા કરે તેવું ખૂબ જ થકવી નાખનારું અને મુશ્કેલ કામ છે. પરંતુ અલ્લાહતઆલાની વિવેકપૂર્ણ કૃપા અને તેની દયા અને ઉપકાર છે કે તેણે માતા-પિતાના હૃદયમાં સંતાન માટે અસીમ પ્રેમ, તેના ઉછેર માટેની ભરપૂર લાગણી, જબરજસ્ત ત્યાગની ભાવના તથા અનુપમ સહાનુભૂતિ પેદા કરીને આ અત્યંત કઠિન કામને ખૂબ જ આનંદદાયક, મનમોહક અને અત્યંત ખુશી આપનારું બનાવી દીધું છે. પાલન-પોષણ દરમ્યાન આવતી તકલીફો ઉઠાવીને અને રાત-દિવસની મુશ્કેલીઓ સહન કરીને માતા-પિતા ફક્ત એટલું જ નહીં કે થાકી નથી જતાં, બલ્કે આ તકલીફોમાં પણ દિલનું ચેન અને આત્મિક શાંતિ અને સુકૂન અનુભવે છે અને હજાર મુસીબતો સહન કરીને, અનેકાનેક દુઃખ સવાર-સાંજ ઉઠાવીને, જ્યારે પોતાની આંખોના તારા પર નજર નાખે છે અને તેને હસતો-રમતો અને ચમકતો જૂએ છે, તો આનંદથી ઝૂમી ઉઠે છે અને એ રીતે દિલનું ચેન અને આત્મિક આનંદ અનુભવે છે કે પાલન-પોષણની મુશ્કેલીઓનો અહેસાસ જ બાકી નથી રહેતો.

## સંતાનનું પાલન-પોષણ, એક માનવ-સહજ લાગણી

સંતાનનું પાલન-પોષણ અને તેનું સારી રીતે ઘડતર કરવાની લાગણી એક એવી સ્વભાવિક લાગણી છે, જે અલ્લાહતઆલાએ દરેક માનવીને પ્રદાન કરી છે, ચાહે તે ગમે તે ધર્મને માનતો હોય અથવા સદંતર ધર્મને માનતો જ ન હોય. માનવ-વંશને અવિરત ચાલુ રાખવા અને દુનિયાની રોનકને બરકરાર રાખવા માટે અલ્લાહ-

ત્આલાએ પોતાની વિવેકદર્શિતા હેઠળ દરેક માતા-પિતાને એ લાગણી પ્રદાન કરી છે કે તે દિલોજાનથી પોતાના બાળકોને પાળી-પોષીને જીવનની દોડમાં સામેલ કરે, તેમના પછી સંતાન તેમની જગ્યા લે, તેમના નામને જીવંત રાખે, તેમની સંપત્તિ અને ધનદોલતનો પણ વારસ બને અને તેમના ઇતિહાસ અને સભ્યતા અને પરંપરાઓનો પણ વારસ બને. જે માતા-પિતા સંતાનના પાલન-પોષણની કોઈ સ્પષ્ટ સમજ ન ધરાવતા હોય, તેઓ પણ પ્રેમ અને સ્નેહની પ્રાકૃતિક લાગણી હેઠળ યેનકેન પ્રકારે પણ પોતાના બાળકનું પાલન-પોષણ ખુશી-ખુશી કરે છે અને પોતાને ગમતું કર્તવ્ય અને કાર્ય સમજે છે. બાળકો માટે પ્રત્યેક દુઃખ સહન કરવા અને તેમના ઘડતરમાં દરેક પ્રકારની કુરબાની આપવા માટે બસ, આ એક સંબંધ પૂરતો હોય છે કે તેઓ બાળકના માતા-પિતા છે, ચાહે તેમનો કોઈ દીન-ધર્મ હોય કે સદંતર કોઈ દીન-ધર્મ જ ન હોય. માતા-પિતા મુસ્લિમ હોય કે બિનમુસ્લિમ, નિઃશંકપણે બંનેમાં અલ્લાહત્આલાએ બાળક માટે જબરજસ્ત પ્રેમની લાગણી અને સંતાનના પાલન-પોષણની પ્રબળ ઇચ્છા મૂકી છે. પરંતુ એ એક સ્પષ્ટ હકીકત છે કે બંનેની અંદર ચિંતા, મહેનત અને નિરંતર કોશિશના મૂળભૂત પ્રેરકો, અમલ અને વ્યવહારના પરિબળો તથા ત્યાગ અને બલિદાનના અપેક્ષિત પરિણામો અને ફળોમાં જબરજસ્ત ફરક છે.

ઇસ્લામની શિક્ષાઓથી અજાણ કે ઇસ્લામને ન માનવાવાળા માતા-પિતાઓ બાળકોના પાલન-પોષણ વિશે જે કંઈ વિચારે છે અથવા વિચારી શકે છે, તે આ જ દુનિયાની સફળતા અને ઉજ્જવળ ભવિષ્ય સુધી સીમિત હોય છે. મૃત્યુની સરહદની પાર તેમની દૃષ્ટિ નથી જતી. બિનઇસ્લામી ઘરોમાં પણ બાળકોનું પાલન-પોષણ તો થાય છે અને અસીમ લાગણીની સાથે થાય છે, પરંતુ માત્ર એટલા માટે કે તે તેમનું સંતાન છે અને તેમના દિલમાં બાળક માટે મહેરબાની અને પ્રેમની ઊંડી લાગણી છે. બાળકોનું પાલન-પોષણ દુનિયાની પ્રચલિત અને પ્રિય રીત છે. પ્રાકૃતિક રૂપે હૃદયમાં આ ઇચ્છા મોજૂદ હોય છે.

હા, તેઓ એ પણ વિચારે છે કે સંતાન દ્વારા તેમનો વંશ બાકી રહેશે, સંતાન તેમને જીવનમાં આરામ અને શાંતિ પહોંચાડશે, ઘડપણમાં સહારો બનશે અને દુનિયાના જીવનમાં તેમનું નામ રોશન કરશે. મુસ્લિમ માતા-પિતા પણ આ બધું વિચારીને જ બાળકના પાલન-પોષણમાં શારીરિક-માનસિક શક્તિઓ ખપાવી દે છે અને પોતાને સૌથી પ્રિય ધન નિઃસંકોચ કુરબાન કરે છે. પરંતુ તેમાં વિશિષ્ટતા એ હોય છે કે તેઓ આ કાર્યને દીની કર્તવ્ય સમજીને દીનના આદેશો અને માર્ગદર્શન હેઠળ બાળકોનું

પાલન-પોષણ કરે છે અને એ મહાન ઉદ્દેશ્ય આંખો સામે હોય છે કે પોતાના પછી પોતાના દીન, પોતાની શિક્ષાઓ અને પોતાની સભ્યતા અને પરંપરાઓની રક્ષા કરનારા અને ઇસ્લામના ધ્વજવાહક મૂકીને જાય અને એ સંતોષની સાથે દુનિયાથી વિદાય થાય કે અમારા ખોળામાં ઉછરનારા, ઇન્શાઅલ્લાહ (જો અલ્લાહે ચાહ્યું તો), અમારા પછી દીનની સાથે જીવતા રહેશે અને તેમના જીવનથી દીનનો પ્રકાશ ફેલાશે.

## સંતાનના ભરણ-પોષણમાં ઉદારતા

બાળકોનું સારું અને દૃષ્ટાંતરૂપ પાલન-પોષણ એ જ છે કે તેમના ઉછેરનું સંપૂર્ણ ધ્યાન રાખવામાં આવે. તેમના સ્વાસ્થ્ય, આરામ અને સારા ઘડતરની ચિંતા કરવામાં આવે. તેમનું પૂરેપૂરું નિરીક્ષણ અને રક્ષણ કરવામાં આવે. જ્યાં સુધી તેઓ સ્વયં ખાવા-પીવાને લાયક ન બની જાય, તેમના માટે ખવડાવવા-પીવડાવવાની સારી વ્યવસ્થા કરવામાં આવે. તેમના ખાવા-પીવાનો યોગ્ય પ્રબંધ કરવામાં આવે. તેમના રહેવાની ઉચિત વ્યવસ્થા તેમજ આરામ અને સગવડોનો સંતોષકારક પ્રબંધ કરવામાં આવે. પોતાનું દૂધ પીવડાવવાની પણ પૂરેપૂરી કોશિશ કરવામાં આવે અને દૂધ છોડાવ્યા પછી વય પ્રમાણે તેમનું શારીરિક, નૈતિક તથા વૈચારિક અને માનસિક નિરીક્ષણ તેમજ તેમની દરેક પ્રકારની જરૂરતોનું પણ ધ્યાન રાખવામાં આવે, જેથી તેઓ મોટા થઈને જીવનની બધા પ્રકારની જવાબદારીઓનો બોજ સારી રીતે ખૂબીપૂર્વક ઉઠાવવાના કાબેલ બની શકે. સ્પષ્ટ છે કે આ તમામ તબક્કાઓમાં બાળકોનું ભરણ-પોષણ પણ કરવાનું છે અને તે પણ વિશાળહૃદય રાખીને ઉદારતાથી કરવાનું છે. તેમના ખાવા-પીવા, પહેરવા-ઓઢવા, રહેવા, સ્વાસ્થ્ય, નિરીક્ષણ, સંરક્ષણ અને શિક્ષા-દીક્ષાના બધા ખર્ચ રાજીખુશીથી અને ઉદારતાથી પૂરા કરવાની જવાબદારી પણ માતા-પિતા ઉપર છે. ખર્ચ કરવાની જવાબદારી તો બંનેના શિરે છે, પરંતુ તે ખર્ચની વ્યવસ્થા કરવાની અને કમાવાની જવાબદારી મૂળભૂત રીતે પિતા ઉપર છે.

પરિવાર માટે આર્થિક દોડધૂપ અને જીવન-જરૂરિયાતની ચીજ-વસ્તુઓની પ્રાપ્તિ અને ઘરગથ્થુ ખર્ચાઓનો ભાર અલ્લાહે પુરુષના માથે મૂક્યો છે. આ જ વિવેકદર્શિતા હેઠળ અલ્લાહતઆલાએ શારીરિક શક્તિઓ, સખત પરિશ્રમ અને પરાક્રમની ખૂબી, નિશ્ચય અને હિંમત, સાહસ અને મહેનત તથા જોશ અને બહાદુરીની વિશેષતાઓ સ્ત્રીની તુલનામાં પુરુષને અમુક અંશે વધારે પ્રદાન કરી છે. સ્ત્રીને અલ્લાહતઆલાએ આજીવિકા માટે દોડધૂપ કરવાની જવાબદારીથી મુક્ત કરીને, બાળકોની દેખરેખ અને ઘરેલુ જવાબદારીઓ સોંપી છે, તેના માટે સૌથી વધારે યોગ્ય

વિશેષતાઓ અને શક્તિઓ તેને પુરુષની સરખામણીમાં વધારે આપી છે.

મુસ્લિમ ઘરોમાં પિતા પોતાના સંતાનોનો ભરણ-પોષણનો હક્ક ઉદારતા અને ભરપૂર પ્રેમ-ભાવનાથી અદા કરતા હોય છે. ખૂબ જ મહેનત અને પરસેવાની કમાણી ઘરવાળાઓ ઉપર નિઃસંકોચ ખર્ચ કરીને તેઓ ઘરના લોકોને ખુશ જૂએ છે અને તેમની પિતૃત્વની લાગણીથી ઊંડો સંતોષ અનુભવે છે.

## સંતાનનું ભરણ-પોષણ દીની દષ્ટિકોણની સાથે

મુસ્લિમ પિતા પોતાના સંતાનો પર પોતાની કમાણી ખુશી-ખુશી એટલા માટે ખર્ચ કરે છે કે સંતાનોનું પાલન-પોષણ અને તેના પર ઉદારતાથી ખર્ચ કરવું એ એક સ્વભાવિક લાગણી છે, જે દરેક માનવીને અલ્લાહે પ્રદાન કરી છે. પરંતુ એક દીનદાર મુસલમાન પિતા એ દષ્ટિકોણ પણ રાખે છે કે અલ્લાહે આ સંતાનો મને સુપ્રત કરીને તેમના સંરક્ષણ અને નિરીક્ષણની જવાબદારી મારા શિરે મૂકી છે. સંતાનો માટે પ્રાકૃતિક પ્રેમની સાથે જ્યારે એ દીની પ્રેરણા ભળી જાય છે કે સંતાનોનું ભરણ-પોષણ દીની કર્તવ્ય છે અને આખિરતમાં સફળતા અને અજ્રો-સવાબનું પણ સાધન છે, તો આ મનગમતું કર્તવ્ય અત્યંત આનંદદાયક અને ખૂબ જ પ્રિય બની જાય છે, અને એક મુસ્લિમ પિતા અલ્લાહની નજરમાં પ્રિય બનવાના હેતુથી આ કર્તવ્યને ઇબાદત સમજીને અદા કરે છે. અત્યંત મહેનત અને કોશિશથી કમાયેલ ધન સંતાનો પર ખર્ચ કરીને તે ખૂબ જ ખુશ અને આનંદિત થાય છે કે અલ્લાહે મને સુંદર અમલની પ્રેરણા આપી અને મેં અલ્લાહના હુકમનું પાલન કર્યું.

> "હઝરત અબૂ હુરૈરહ રદિ. ફરમાવે છે કે નબી કરીમ ﷺ એ ફરમાવ્યું : એક અશરફી એ છે જે તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરી, એક અશરફી એ છે જે તમે કોઈ ગુલામને ગુલામીથી છોડવવામાં ખર્ચ કરી, એક અશરફી એ છે જે તમે કોઈ ગરીબને સદકામાં આપી અને એક અશરફી એ છે જે તમે પોતાના પત્ની-બાળકો પર ખર્ચ કરી. આમાંથી સૌથી મોટો બદલો એ અશરફીનો છે જે તમે પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કરી."

આ રિવાયત (નોંધ)ની વધારે સ્પષ્ટતા હઝરત શોબાન રદિ.ની હદીસથી થાય છે. તેઓ કહે છે કે નબી ﷺ એ ફરમાવ્યું :

''સૌથી શ્રેષ્ઠ અશરફી એ છે જેને માણસ પોતાના બાલ-બચ્ચાઓ પર ખર્ચ કરે છે, અને એ અશરફી છે જેને માણસ અલ્લાહની રાહની સવારી માટે ખર્ચ કરે છે અને એ અશરફી જેને માણસ અલ્લાહની રાહના સાથીઓ પર ખર્ચ કરે છે. અબૂ કલાબા એક વચ્ચેના રાવી (નોંધ કરનાર અથવા કહેનાર) કહે છે કે આપ ﷺ એ બાલ-બચ્ચાઓ પર ખર્ચ કરવાથી વાતની શરૂઆત કરી અને પછી ફરમાવ્યું : એ માણસથી વધારે અજૂર અને ઇનામ કોના માટે હોઈ શકે છે, જે પોતાના નાના-નાના બાળકો પર ખર્ચ કરે છે, જેથી અલ્લાહ તેમને કોઈના સામે હાથ ફેલાવવાથી બચાવે અને ખુશહાલ બનાવી રાખે.''

(જામેઅ તિરમિઝી, અબ્વાબ અલ-યસીર વલ-સિલા)

## સંતાનનું શિક્ષણ-પ્રશિક્ષણ

સંતાનોની સાથે સારું વર્તન અને તેમના માટે ખરેખર પ્રેમ અને સ્નેહનો સ્પષ્ટ તકાદો એ છે કે ઇસ્લામી ઘરોમાં તેમની શિક્ષા-દીક્ષા અને ઘડતરને સૌથી વધારે મહત્ત્વ આપવામાં આવે. આ કાર્ય માટે સમય પણ ફાળવવામાં આવે, અનુકરણીય મહેનત અને કોશિશ પણ કરવામાં આવે અને દિલ ખોલીને ખર્ચ પણ કરવામાં આવે. શિક્ષણ અને પ્રશિક્ષણ ઉપર વિશેષ ધ્યાન, દૂરદર્શિતા, હમદર્દી, ધીરજ અને સહનશીલતા અને મજબૂતી તેમજ તેનાથી આત્મિક રુચિ ઇસ્લામી પરિવારોની વિશેષ ઓળખ પણ છે અને તેની મહાનતા પણ. અલ્લાહના રસૂલ ﷺ નો ઇરશાદ છે :

ما نحل والد ولده من نعل افضل من ادب حسن.

''પિતા પોતાના સંતાનોને જે કંઈ આપે છે, તેમાં સૌથી શ્રેષ્ઠ પ્રદાન સંતાનોની સારી શિક્ષા-દીક્ષા છે.'' (મિશ્કાત, કિતાબુલ આદાબ)

સંતાનને નેક અને સદાચારી બનાવવાથી વધારે મોટું કોઈ કામ નથી. સંતાન પર માતા-પિતાનો સૌથી મોટો ઉપકાર એ જ છે કે તે તેમને દીનના ઉચ્ચ શિક્ષણથી આભૂષિત કરે અને નીતિમત્તાના સંસ્કારોના એ સ્થાન ઉપર પહોંચાડવાની કોશિશ અને મહેનત કરે કે તેમનું જીવન સમાજ માટે આદર્શ જીવન હોય અને માતા-પિતા માટે તે સદકએ-જારિયા બને. (નિરંતર ચાલતો સદકો)

વાસ્તવમાં હક્કો અને ફરજો કે અધિકારો અને જવાબદારીઓમાં સંતુલન અને બંનેનો ઊંડો અહેસાસ જ તથા બંનેથી સંબંધિત પોતાની સાથે ન્યાય અને ગંભીર દૃષ્ટિકોણ જ આ જીવન-ક્ષેત્રમાં ઇસ્લામી ક્રાંતિની બાંહેધરી છે. સંતાનોથી માતા-પિતાની મહાનતા અને સેવાની માગણી, પ્રેમ અને સ્નેહની ઇચ્છા એક સ્વાભાવિક અને પ્રાકૃતિક ઇચ્છા અને માગણી છે. પરંતુ આ માગણી અને ઇચ્છાની પૂર્તિ માટે એ પણ જરૂરી છે કે માતા-પિતા પણ પોતાની ફરજોનો ઊંડો અહેસાસ રાખે, પોતાના વલણ ઉપર ગંભીરતાથી વિચાર કરે અને કુર્આન અને સુન્નતના માર્ગદર્શન અને આદેશો અનુસાર પોતાના પરિવારને બનાવવા, સુધારવા અને તેની ઉન્નતિની કોશિશ કરે..

رَبَّنَا هَبْ لَنَا مِنْ أَزْوَاجِنَا وَذُرِّيَّتِنَا قُرَّةَ أَعْيُنٍ وَاجْعَلْنَا لِلْمُتَّقِينَ إِمَامًا

''હે અમારા રબ ! અમને પોતાની પત્નીઓ અને પોતાના સંતાનોથી આંખોની ઠંડક આપ અને અમને સંયમીઓના આગેવાન બનાવ.''

(સૂરઃ ફુરકાન : ૭૪)

